કેઇ દેવ સાથે રમે વૃંદ રામા ॥ ૪ ॥ કેઇ દેવ જપે લેઇ જાપમાલા ॥ કેઇ માંસ ભક્ષી મહા વીકરાલા ॥ કેઇ યોગણી ભોગણી ભોગ રાગે ॥ કેઇ રૂદ્રાણી છાગનો હોમ માગે ॥ ૫ ॥ ઇસ્યા દેવ દેવીતણી આશ રાખે ॥ તદા મુક્તિનાં સુખ ને કેમ ચાખે ॥ જદા લોભના થોકનો પાર નાવ્યો ॥ તદા મધનો બિંદુઓ મન ભાવ્યો ॥ ૬॥ જેહ દેવલાં આપણી આશ રાખે ॥ તેહ પિંડને મન્નશું લેય ચાખે ॥ દીન હીનની ભીડ તે કેમ ભાજે ॥ ફુટો ઢોલ હોએ કહો કેમ વાજે ॥ ૭ ॥ અરે મૂઢ ભ્રાતા ભજો મોક્ષદાતા ॥ અલોભી પ્રભુને ભજો વિશ્વખ્યાતા ॥ ચિંતામણી સરિખો એહ સાચો ॥ કલંકી કાચના પિંડશું મત રાચો ॥ ૮ ॥ મંદ બુદ્ધિશું જેહ પ્રાણી રહે છે ॥ સવિ ધર્મ એકત્વ ભૂલો ભમે છે ॥ કિહાં સર્ષવાને કિહાં મેરૂ ધીરં ॥ કિહાં કાયરા ને કિહાં શૂરવીરં ॥ ૯ ॥ કિહાં સ્વર્ણથાલં કિહાં કુંભ ખંડં ॥ કિહાં કોદ્રવા ને કિહાં ખીર મંડં ॥ કિહાં ખીરસિંધું કિહાં ખાર નીરં ॥ કિહા કામધેનુ કિહાં છાગ ખીરં ॥ ૧૦ ॥ કિહાં સત્યવાચા કિહાં કૂડવાણી ॥ કિહાં રંક નારી કિહાં રાયરાણી ॥ કિહાં નારકી ને કિહાં દેવ ભોગી

॥ કિહાં ઇંદ્ર દેહી કિહાં કુષ્ટ રોગી ॥ ૧૧ ॥ કિહાં કર્મઘાતી કિહાં કર્મધારી ॥ નમો વીર સ્વામી ભજો અન્ય વારી ॥ જિસી સેજમાં સ્વમથી રાજ્ય પામી ॥ રાચે મંદ બુદ્ધિ ધરી જેહ સ્વામી ॥ ૧૨ ॥ આથર સુખ સંસારમાં મન્ન માચે ॥ તેહ મૂઢમાં શ્રેષ્ટ શું ઇષ્ટ છાજે ॥ તજે મોહ માયા હરો દંભ રોષી ॥ સજે પુણ્ય પોષી ભજે તે અરોષી ॥ ૧૩ ॥ ગતિ ચાર સંસાર અપાર પામી ॥ આવ્યો આશ ધારી પ્રભુ પાય સ્વામી ॥ તુહીં તુહીં તુહીં પ્રભુ પરમ રાગી ॥ ભવફેરની શૃંખલા મોહ ભાગી ॥ ૧૪ ॥ માનિયે વીરજી અરજ એ છે એક મોરી ॥ દીજે દાસકું સેવના ચરણ તોરી ॥ પુન્ય ઉદય હુઓ ગુરૂ આજ મેરો ॥ વિવેક લહ્યો મેં પ્રભુ દર્શ તેરો ॥ ૧૫ ॥

ઇતિ શ્રી મહાવીરજિન છંદ ॥ ૫૨ ॥

## ૫૩ ॥ अथ गणधरस्तव लिख्यते ॥

એકાદશ ગણધરનાં નામ ॥
પ્રહ ઉઠીને કરૂં પ્રણામ ॥
ઇંદ્રભૂતી પહેલો તે જાણ ॥
અગ્નિભૂતી બીજો ગુણખાણ ॥ ૧ ॥
વાયુભૂતી ત્રીજો જગ સાર ॥

ગણુધર ચોથો વ્યક્ત ઉદાર ॥
શાસનપતિ સુધર્મા સાર ॥
મંડિત નામે છઠ્ઠો ધાર ॥ ૨ ॥
મૌર્યપુત્ર તે સાતમો જેહ ॥
અંકપિત અષ્ટમ ગુણુ ગેહ ॥
મુનિવર માંહે જે પરધાન ॥
અચલભ્રાત નવમો એ નામ ॥ ૩ ॥
નામથકી હોય કોડિ કલ્યાણુ ॥
દશમો મેતારજ અવિરલ વાણુ ॥
એકાદશમો પ્રભાસ કહેવાય ॥
સુખ સંપત્તિ જસ નામે થાય ॥ ૪ ॥
ગાયા વીરતણા ગણુધાર ॥
ગુણમણિ રયણુતણા ભંડાર ॥
ઉત્તમવિજય ગુરૂનો શિષ્ય ॥
રત્નવિજય વંદે નિશ દિશ ॥ ૫ ॥ ૫૩ ॥

## ॥ अथ सीमंधरजिन चैत्यवंदन ॥

॥ શ્રી સીમંધર વીતરાગ, ત્રિભુવન તુમે ઉપગારી ॥ શ્રી શ્રેયાંસ પિતા કુળે, બહુ શોભા તુમારી ॥ ૧ ॥ ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી ॥ વૃષભલંછને બિરાજમાન, વંદે નર નારી ॥ ૨ ॥ ધનુષ પાંચશેં દેહડીએ,

સોહિયે સોવનવાન ॥ કીર્તિવિજય ઉવઝાયનો, ।વન , ધરે તુમ ધ્યાન ॥ ૩ ॥

## ॥ अथ सीमंधरजिन स्तवन ॥

॥ પુખ્ખલવઇ વિજયે જયો રે, નયરી પુંડરિગિણી સાર ॥ શ્રી સીમંધર સાહિબા રે, રાય શ્રેયાંસકુમાર જિણંદરાય ॥ ધરજો ધર્મ સ્નેહ ॥ ૧ ॥ એ આંકણી ॥ મ્હોટા ન્હાના અંતરો રે, ગિરૂઆ નવિ દાખંત ॥ શશિ દરિસણ સાયર વધે રે, કૈરવવન વિકસંત ॥ જિં ॥ ૨ ॥ ઠામ કુઠામ ન લેખવે રે, જગ વરસંત જલધાર ॥ કર દોય કુસુમે વાસિયે રે, છાયા સવિ આધાર ॥જિં૦॥ ૩ ॥ રાયને રંક સરિખા ગણે રે, ઉદ્યોતે શશિ સૂર ॥ ગંગાજલ તે બિહુંતણા રે, તાપ કરે સવિ દૂર ॥જિં૦॥ ૪ ॥ સરિખા સહુને તારવા રે, તિમ તુમે છો મહારાજ ॥ મુજસું અંતર કિમ કરો રે, બાંહે ગ્રહ્યાની લાજ ॥જિં૦॥ ૫ ॥ મુહ દેખી ટીલું કરે રે, તે નવિ હોય પ્રમાણ ॥ મુજરો માને સવિતણો રે, સાહિબ તેહ સુજાણ ॥જિં૦॥ ૬ ॥ વૃષભલંછન માતા સત્યકી રે, નંદન રૂકિમણી કંત ॥ વાચકજસ ઇમ વિનવે રે, ભયભંજન ભગવંત ॥ જિં૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ अथ सीमंधरजिन थोय ॥

શ્રી સીમંધર જિનવર, સુખકર સાહિબ દેવ ॥ અરિહંત સકલની, ભાવ ધરી કરૂં સેવા॥ સકલ આગમ પારક, ગણધર ભાખિત વાણી ॥ જયવંતી આણા, જ્ઞાનવિમલ ગુણ ખાણી ॥૧॥

## ॥ अथ सिद्धाचलजीनुं चैत्यवंदन ॥

શ્રી સેત્રુંજય સિદ્ધખેત્ર, દિઠે દુર્ગતિ વારે ॥ ભાવ ધરીને જે ચડે, તેને ભવપાર ઉતારે ॥૧॥ અનંત સિદ્ધનો એ ઠામ, સકલ તિર્થનો રાય ॥ પૂર્વ નવાણું ઋષભદેવ, જ્યાં ઠવિયા પ્રભુ પાય ॥ ૨ ॥ સુરજકુંડ સોહામણો, કવડ જક્ષ અભિરામ ॥ નાભિરાયા કુલમંડણો, જિનવર કરૂં પ્રણામ ॥ ૧ ॥ ઇતિ ॥

## ॥ अथ सिद्धाचलजीनुं स्तवन ॥

વિમલાચલ નિતુ વંદિયે, કીજે એહની સેવા ॥ માનું હાથ એ ધર્મનો, શિવતરૂ ફળ લેવા ॥ વિ૦ ॥ ૧ ॥ ઉજ્જવળ જિનગૃહ મંડળી, તિહાં દીપે ઉત્તંગા ॥ માનું હિમગિરિ વિભ્રમે, આઇ અંબર ગંગા ॥ વિ૦ ॥ ૨ ॥ કોઇ અનેરો જગ નહિં, એ તીરથ તોલે ॥ ઇમ શ્રી હરી મુખ આગળે, શ્રી સીમંધર બોલે ॥ વિ૦

॥ ૩ ॥ જે સઘળાં તીરથ કહ્યાં, જાત્રાફળ કહીયે ॥ તેહથી એ ગિરિ ભેટતાં, સતગણું ફળ લહીએ ॥ વિ૦ ॥ ૪ ॥ જનમ સફળ હોય તેહનો, જે એ ગિરિ વંદે ॥ સુજસવિજય સંપદ લહે, તે નર ચિર નંદે ॥ વિ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ अथ सिद्धाचलजीनी थोय ॥

પુંડરગિરિ મહિમા, આગમમાં પરસિદ્ધ ॥ વિમલાચલ ભેટી, લહીએ અવિચળ રિદ્ધ ॥ પંચમ ગતિ પહોંત્યા, મુનિવર કોડાકોડ ॥ ઇણે તીરથે આવી, કર્મ વિપાતક છોડ ॥ ૧ ॥

## ॥ अथ सामायिक लेवानो विधि ॥

પ્રથમ ઉંચે આસને પુસ્તક પ્રમુખ મુકીને શ્રાવક શ્રાવિકા કટાસણું, મુહપત્તી, ચરવળો લેઇ, શુદ્ધવસ્ત્ર જગ્યા પૂંજી, કટાસણા ઉપર બેશી મુહપત્તી ડાબા હાથમાં મુખ પાસે રાખી, જમણો હાથ થાપનાજી સન્મુખ રાખી એક નવકાર ગણી પંચિંદિઅ કહી ઇચ્છામિ ખમાસમણ દેઇ, ઇરિયાવહિયા, તસ્સઉત્તરી, અન્નત્થ ઉસસીએણં કહી એક લોગસ્સનો અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી પ્રગટ લોગસ્સ કહી ખમાસમણ દેઇ ઇચ્છાકારેણ સં-

દિસહ ભગવન્ સામાયિક મુહપત્તી પડિલેહું. ઇચ્છં. એમ કહી મુહપત્તી તથા અંગની પડિલેહણના પચ્ચાસ બોલ કહી મુહપત્તી પડિલેહીયે. પછી ખમાસમણ દેઇ, ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક સંદિસાહું. ઇચ્છં કહી ખમા૦ ઇચ્છા૦ સામાયિક ઠાઉં. ઇચ્છં. એમ કહી બે હાથ જોડી એક નવકાર ગણી ઇચ્છકારી ભગવન્ પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી. તેવારે વડીલ કરેમિભંતે કહે. પછી ખમાસમણ દેઇ ઇચ્છા૦ બેસણે સંદિસાહું, ઇચ્છં. ખમા૦ ઇચ્છા૦ બેસણે ઠાઉં. ઇચ્છં. ખમા૦ ઇચ્છા૦ સઝાય સંદિસાહું. ઇચ્છં. ખમા૦ ઇચ્છા૦ સઝાય કરૂં. ઇચ્છં. કહી ત્રણ નવકાર ગણવા. પછી બે ઘડી સઝાય ધર્મધ્યાન કરવું ॥ ઇતિ સામાયિક લેવાનો વિધિ ॥

## ॥ अथ सामायिक पारवानो विधि ॥

ખમાસમણ દેઇ, ઇરિયાવહિ પડિક્કમ્યાથી યાવત્ લોગસ્સ સુધી કહી, ખમા૦ ઇચ્છા૦ મુહપત્તી પડિલેહું. ઇચ્છં. કહી મુહપત્તી પડિલેહી ખમાસમણ દેઇ, ઇચ્છા૦ સામાયિક પારૂં. યથાશક્તિ. વળી ખમા૦ ઇચ્છા૦ સામાયિક

પાર્યું. તહત્તિ કહી પછી જમણો હાથ ચરવળા ઉપર અથવા કટાસણા ઉપર થાપી એક નવકાર ગણી "સામાઇય વયજુત્તો" કહીયે.પછી જમણો હાથ થાપનાજી સામો સવળો રાખીને એક નવકાર ગણીયે ॥

॥ ઇતિ સામાયિક પારવાનો વિધિ ॥

## ॥ अथ पडिलेहण करवानो विधि ॥

નવકાર પંચિંદિઅ કહી ઇરિયાવહિયાએ કહેવું. થાપના હોય તો નવકાર પંચિંદિઅ ન કહેવા. પછી તસ્સઉત્તરી કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પ્રગટ લોગસ્સ કહી, ઉભે પગે બેશી મુહુપત્તી, ચરવળો, કટાસણું, ઉત્તરાસણુ, ઘોતીયું, કંદોરો, આદિનું પડિલેહણ કરવું. પછી કાજો કાહાડી જીવ કલેવર સચિત આદિ જોવું. પછી થાપનાજી સામો ઉભો રહી ઇરિયાવહી પડિક્કમી કાજો પરઠવવા જગ્યા શોધી ત્રણવાર અણુજાણહ જસ્સગ્ગો કહેવું. પછી કાજો પરઠવીને ત્રણવાર વોસિરે કહે ॥ ઇતિ ॥

## ॥ अथ देव वांदवानो विधि ॥

પ્રથમ ઇરિયાવહિ પડિક્કમવાથી માંડીને

યાવત્ લોગસ્સ કહી, પછી ઉત્તરાસણ નાંખી ચૈત્યવંદન, નમુથ્થુણં કહી, જયવીઅરાય આભવમખંડા સુધી અડધા કહેવા, વળી ફરી ચૈત્યવંદન કહીને નમુથ્થુણં કહી જાવત્ ચાર થોયો કહીયે. પછી નમુથ્થુણં કહી બીજી ચાર થોયો કહે ત્યાં સુધી બધું કહેવું. પછી નમુથ્થુણં તથા બે જાવંતી કહી સ્તવન કહી અડધા જયવીઅરાય આભવમખંડા સુધી કહી પછી ચૈત્યવંદન કહી નમુથ્થુણં કહી આખા જયવીઅરાય કહેવા. સવારે દેવ વાંદવા તેમાં મન્હજિણાણં સઝાય કહેવી. મધ્યાને તથા સાંજે દેવ વાંદે તેમાં સઝાય ન કહે ॥ ઇતિ ॥

## ॥ अथ देवसि प्रतिक्रमण विधि ॥

૧ પ્રથમ સામાયિક લીજે. પછી,

૨ પાણી વાવર્યું હોય તો મુહપત્તી પડિલેહવી, અને આહાર વાવર્યો હોય તો વાંદણાં બે દેવાં, ત્યાં બીજા વાંદણામાં આવસિયાએ એ પાઠ ન કહેવો.

૩ યથાશક્તિ પચ્ચખ્ખાણ કરવું. પછી,

૪ ખમાસમણ દેઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં. ઇચ્છં. એમ કહી

વડેરાએ અથવા પોતે ચૈત્યવંદન કહેવું.

૫ પછી જંકિચી કહી,

૬ નમુથ્થુણું કહી ઉભા થઇને અરિહંત ચેઇયાણું કહીને એક નવકારનો કાઉસ્સગ્ગ કરી નમોર્હત૦ કહીને પ્રથમ થોય કહેવી. પછી,

૭ લોગસ્સ કહી સવ્વલોએ અરિહંત ચેઇયાણં કહી એક નવકારનો કાઉસ્સગ્ગ પારી બીજી થોય કહેવી. પછી,

૮ પુખ્ખરવરદી કહી સુઅસ્સભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં૦ વંદણ૦ એક નવકારનો કાઉસ્સગ્ગ પારી, ત્રીજી થોય કહેવી. પછી,

૯ સિદ્ધાણં બુદ્ધાણં કહી, વેયાવચ્ચગરાણં૦ કરેમિ કાઉસ્સગ્ગં૦ અન્નથ્થ૦ કહી પછી એક નવકારનો કાઉસ્સગ્ગ પારી, નમોર્હત્૦ કહી ચોથી થોય કહેવી. પછી,

બેશીને નમુથ્થુણું કહેવું. પછી,

૧૧ ચાર ખમાસમણ દેવાપૂર્વક ભગવાન્, આચાર્ય, ઉપાધ્યાય, સર્વ સાધુ, પ્રત્યે થોભવંદન કરીયે. પછી,

૧૨ ઇચ્છાકારેણ૦ દેવસિ પ્રતિક્રમણે ઠાઉં, એ

મ કહી જમણો હાથ ચરવળા કટાસણા ઉપર થાપીને ઇચ્છં સવ્વસ્સવિ દેવસિઅ૦ કહેવું. પછી,

૧૩ ઉભા થઇ કરેમિભંતે, ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગ, જો મે દેવસિઓ, તસ્સઉત્તરી૦ કહી. પછી,

૧૪ અતિચારની આઠ ગાથાનો કાઉસ્સગ્ગ કરવો. આઠ ગાથા ન આવડે તો આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો. તે પારીને પછી,

૧૫ લોગસ્સ કહેવો. બેશીને ત્રીજા આવશ્યક ની મુહપત્તી પડિલેહીને વાંદણાં બે દેવાં.

૧૬ પછી ઉભા થઇને ઇચ્છાકા૦ દેવસિઅં આલોઉં. ઇચ્છં આલોએમિ, જો મે દેવસિઓ કહીને

૧૭ સાત લાખ કહેવા. પછી અઢાર પાપસ્થાનક આલોઇને.

૧૮ સવ્વસ્સવિ દેવસિઅં કહી,

૧૯ બેશીને એક નવકાર ગણી કરેમિભંતે, ઇચ્છામિ પડિક્કમિઉં કહી,

૨૦ વંદિત્તુ કહીને વાંદણાં બે દેવાં. પછી,

૨૧ અબ્ભુઠ્ઠિઓહં અબ્ભિંતર દેવસિઅં ખા-

મિને વાંદણાં બે દેવાં. પછી ઉભા થઇ,

૨૨ આયરિય ઉવજ્ઝાએ કહીને કરેમિભંતે ઇ-
ચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં, જો મે દેવસિ-
ઓ. કહી તસ્સઉત્તરી કહી,

૨૩ બે લોગસ્સનો અથવા આઠ નવકારનો
કાઉસ્સગ્ગ પારીને,

૨૪ લોગસ્સ કહેવો. સવ્વલોએ અરિહંત ચેઇ
આણું કહી એક લોગસ્સ અથવા ચાર
નવકારનો કાઉસ્સગ્ગ પારીને,

૨૫ પુખ્ખરવરદી૦ સુઅસ્સ ભગવઓ, કરે-
મિ૦ વંદણ૦ એક લોગસ્સ અથવા ચાર
નવકારનો કાઉસ્સગ્ગ પારીને,

૨૬ સિદ્ધાણં બુદ્ધાણં૦ કહી સુઅદેવયાએ ક-
રેમિ કાઉસ્સગં એક નવકારનો કાઊસ્સ
ગ્ગ પારી નમોઽર્હત્૦ કહી પુરૂષે સુઅદે
વયાની પહેલી થોય અને સ્રીયે કમલદલ
ની પહેલી થોય કહેવી.

૨૭ ક્ષેત્રદેવયાએ કરેમિ કાઊસ્સગ્ગં૦ એક
નવકારનો કાઊસ્સગ્ગ પારી, નમોઽર્હત્૦
કહી ક્ષેત્રદેવયાની થોય સ્રીયે તથા પુરૂષે
કહેવી.

૨૮ મગટ એક નવકાર ગણી બેશીને

૨૯ છઠ્ઠા આવશ્યકની મુહપત્તી પડિલેહીને બે વાંદણાં દીજે. પછી,

૩૦ સામાયિક ચઉવ્વિસથ્થો વંદણ પડિક્કમણું કાઉસ્સગ્ગ પચ્ચખ્ખાણ કર્યું છેજી. એ છ આવશ્યક સંભારવાં.

૩૧ ઇચ્છામો અણુસટ્ઠિં કહી નમો ખમાસમણાણં કહી નમોऽર્હત્૦ કહીને પુરૂષ નમોસ્તુ વર્દ્ધમાનાય કહે, અને સ્ત્રી સંસાર દાવાની ત્રણ થોય કહે.

૩૨ નમુથ્થુણં કહી સ્તવન કહેવું. પછી,

૩૩ વરકનક કહી ભગવાન્ આદે વાંદવા. પછી,

૩૪ જમણો હાથ ઉપધિ ઉપર થાપી અઢ્ઢાઇજ્જેસુ કહેવું. પછી,

૩૫ દેવસિઅ પાયછિત્તનો કાઉસ્સગ્ગ ચ્યાર લોગસ્સ અથવા સોળ નવકારનો કરવો. તે કાઉસ્સગ્ગ પારી,

૩૬ પ્રગટ લોગસ્સ કહી બેશીને,

૩૭ ખમાસમણ બે દેઇ સજ્ઝાયનો આદેશ માગી એક નવકાર ગણી સઝાય કહીયે. પછી એક નવકાર ગણીને.

૩૮ દુખ્ખખ્ખઓ કમ્મખ્ખઓનો કાઊસ્સ-

ગ્ગ ચાર લોગસ્સ અથવા સોળ નવકાર-
નો સંપૂર્ણ કરવો. એક વડેરે અથવા
પોતે પારીને નમોઽર્હત્૦ કહી લઘુ શાંતિ
કહેવી. પછી,

૩૯ પ્રગટ લોગસ્સ કહેવો. પછી,
૪૦ ઇરિયાવહિ તસ્સઉત્તરી કહી એક લોગ-
સ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ
કરી પ્રગટ લોગસ્સ કહેવો. પછી,
૪૧ ચઉક્કસાય નમુત્થુણં કહી જાવંતિ બે
કહી ઉવસગ્ગહરં, જયવીયરાય કહી, મુ-
હપત્તિ પડિલેહવી. ઇચ્છામિ૦ ઇચ્છા૦
સામાયિક પારૂં, યથાશક્તિ. ઇચ્છામી૦
ઇચ્છા૦સામાયિક પારયું. તહત્તિ કહી પછી,
૪૨ જમણો હાથ ઉપધિ ઉપર થાપી એક નવ
કાર ગણીને સામાઇઅ વયજુત્તો કહેવો.
પછી,
૪૩ થાપેલી થાપના હોય તો એક નવકાર
ગણી ઉઠે.

॥ ઇતિ દેવસિ પ્રતિક્રમણ વિધિ સમાપ્ત ॥
બાકી અંતરવિધ વડેરાથી સમજવો.



## ॥ अ राइ प्रतिक्रम नो विधि ॥

૧ પ્રથમ પૂર્વ રીતે સામાયિક લીજે. પછી,

૨ કુસુમિણ દુસુમિણનો કાઉસ્સગ્ગ ચાર લોગસ્સ વા સોલ નવકારનો કરી પારી પ્રગટ લોગસ્સ કહેવો. પછી,

૩ ખમાસમણ દેઈ જગચિંતામણિનું ચૈત્ય-વંદન, જયવીઅરાય સુધી કહેવું. પછી,

૪ ચાર ખમાસમણ દેઇ ભગવાન્, આચાર્ય, ઉપાધ્યાય, સર્વ સાધુ પ્રત્યે વાંદવાં. પછી,

૫ ખમાસમણ બે દેઇ સઝાયનો આદેશ માગી એક નવકાર ગણી ભરહેસરની સઝાય કહી એક નવકાર ગણવો. પછી,

૬ ઇચ્છકાર સુહરાઇનો પાઠ કહેવો. પછી ઇચ્છા૦ રાઇપ્રતિક્રમણે ઠાઉં કહીને જમણો હાથ ઉપધિ ઉપર થાપીને પછી,

૭ ઇચ્છં સવ્વસ્સવિ રાઇય દુચ્ચિંતિય૦ કહી પછી,

૮ નમુત્થુણં, કરેમિભંતે કહી; ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં૦ તસ્સઊત્તરી કહી, એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઊસ્સગ્ગ પારી

૯ પ્રગટ લોગસ્સ કહી સ૦ત્રસાએ અરિહંત૦ કહી એક લોગસ્સ અથવા ચાર નવકાર નો કાઉસ્સગ્ગ કરવો. પછી,

૧૦ પુખ્ખરવરદી૦ સુઅસ્સ૦ વંદણ૦ કહી, અતિચારની આઠ ગાથાનો અથવા ન આવડે તો આઠ નવકારનો કાઉસ્સગ્ગ પારી,

૧૧ સિદ્ધાણંબુધાણં કહીને ત્રીજા આવશ્યકની મુહપત્તી પડિલેહી વાંદણાં બે દેવાં. તિહાં થી તે અપ્ભુટ્ઠિઓ ખામિ વાંદણાં બે દીજે તિહાં સુધી દેવસિની રીતે. પણ જે ઠામે દેવસિયં આવે છે તે ઠામે રાઇયં કહેવું.

૧૨ આયરિઅ ઉવજ્ઝાએ, કરેમિભંતે, ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં, તસ્સઉત્તરી, કહી તપચિંતામણિ અથવા ચાર લોગસ્સનો અથવા સોલ નવકારનો કાઉસ્સગ્ગ કરવો. તે પારીને,

૧૩ પ્રગટ લોગસ્સ કહી પછી છઠ્ઠા આવશ્યકની મુહપત્તી પડિલેહીને વાંદણાં બે દેવાં. તે પછી,

૧૪ તીર્થવંદન કરવું. પછી,

૧૫ યથાશક્તિયે પચ્ચખ્ખાણ કરવું.

૧૬ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાયિક ચઉવ્વિસથ્થો વંદણ પડિક્કમણું કાઉસ્સગ્ગ પચ્ચખ્ખાણ, કરયું છેજી, એ ૬ આવશ્યક સંભારવાં. પછી પચ્ચખ્ખાણ કરયું હોય તો કરયું છેજી, ધારયું હોય તો ધારયું છેજી, એમ કહેવું. પછી ઇચ્છામો અણુંસટ્ઠિં નમો ખમાસમણાણં નમોઽર્હત્૦ કહીને પછી,

૧૭ વિશાલ લોચન કહીને નમુથ્થુણં કહી અરિહંત ચેઇઆણં૦ કહીને એક નવકાર નો કાઉસ્સગ્ગ પારીને નમોઽર્હત્ કહી કલ્લાણકંદંની પ્રથમ થોય કહેવી પછી,

૧૮ લોગસ્સ, પુખ્ખરવરદી, સિદ્ધાણં બુદ્ધાણં કહી અનુક્રમે ચાર થોયો કહીયે છીએ તિહાં સુધી સર્વ કહેવું. પછી,

૧૯ નમુથ્થુણં કહી ભગવાન્ આદિ ચારને ચાર ખમાસમણે વાંદવા. પછી,

૨૦ જમણો હાથ ઉપધિ ઉપર થાપી અઢ્ઢાઇજ્જેસુ કહેવું. પછી,

૨૧ સીમંધરસ્વામીનું ચૈત્યવંદન, સ્તવન, જયવીયરાય કાઊસ્સગ્ગ થોય પર્યંત કરવું. પછી.

૨૨ ખમાસમણ પૂર્વક શ્રી સિદ્ધાચળનું ચૈત્યવંદન જયવીયરાય કાઉસ્સગ્ગ થોય કહીયે ત્યાં સુધી કરવું. પછી,

૨૩ સામાયિક પારવાની વિધિની રીતે સામાયિક પારવા સુધી કરવું.

॥ ઇતિ રાઇ પ્રતિક્રમણનો વિધિ ॥

## ॥ अथ पच्चक्काण पारवानो विधि ॥

૧ પ્રથમ ઇરિયાવહિયાએ પડિક્કમી યાવત્ જગચિંતામણીનું ચૈત્યવંદન જયવીયરાય સુધી કરવું.

૨ પછી મન્હજિણાણંની સઝાય કહી મુહપત્તી પડિલેહવી. ઇચ્છામિ૰ ઇચ્છા૰ પચ્ચખ્ખાણ પારૂં. યથાશક્તિ. ઇચ્છામિ૰ ઇચ્છા૰ પચ્ચખ્ખાણ પાર્યું, તહત્તી. ઇમ કહી જમણો હાથ કટાસણા ચરવળા ઉપર થાપી, એક નવકાર ગણી પચ્ચખ્ખાણ કર્યું હોય તે કહી પારવું. તે લખીએ છીએ.

૩ ઉગ્ગએ સૂરે નમુક્કાર સહિઅં પોરિસિં સાઢપોરિસિં સહિઅં, ગંઠિ સહિઅં, મુઠ્ઠિ સહિઅં, પચ્ચખ્ખાણ કર્યું ચઉવિહાર,

આયંબિલ, નીવી, એકાસણું, બેઆસણું, કરયું તિવિહાર, પચ્ચખ્ખાણ ફાસિઅં, પાલિઅં, સોહિઅં, તીરિઅં, કિટિઅં, આરાહિઅં, જંચ ન આરાહિઅં, તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ઇતિ ॥

॥ अथ प्रभातनं पच्चरकाण ॥

॥ अथ नमुक्कारसहि मुठिसहिनुं ॥

ઉગ્ગએ સૂરે નમુક્કાર સહિઅં મુઠ્ઠિસહિઅં, પચ્ચખ્ખાઇ. ચઉવ્વિહંપિ આહારં, અસણં, પાણં, ખાઇમં, સાઇમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, વોસિરે. ॥ ઇતિ ॥

॥ अथ पारिसिं सा:पारिसिंनुं ॥

ઉગ્ગએ સૂરે નમુક્કાર સહિઅં, પોરિસિં, સાઢ્ઢપોરિસિં, મુઠ્ઠિસહિયં પચ્ચખ્ખાઇ, ઉગ્ગએ સૂરે, ચઉવ્વિહંપિ આહારં, અસણં, પાણં, ખાઇમં, સાઇમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, પચ્છન્નકાલેણં, દિસામોહેણં, સાહુવયણેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, વોસિરે ॥ ઇતિ ॥

## ॥ अथ सांजनां पच्चरकाण ॥

### अथ चउविहारनुं ॥

દિવસ ચરિમં પચ્ચખ્ખાઇ ચઉવ્વિહંપિ આહારં, અસણં, પાણં, ખાઇમં,સાઇમં અન્ન ત્થણાભોગેણં, સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, વોસિરે. ॥ ઇતિ ॥

### ॥ अथ तिविहारनुं ॥

દિવસ ચરિમં પચ્ચખ્ખાઇ, તિવિહંપિ આહારં, અસણં, ખાઇમં, સાઇમં, અન્નત્થણા ભોગેણં, સહસાગારેણં,, મહત્તરાગારેણં, સવ્વ સમાહિવત્તિયાગારેણં, વોસિરે. ॥ ઇતિ ॥

### ॥ अथ दुविहारनुं ॥

દિવસ ચરિમં પચ્ચખ્ખાઇ, દુવિહંપિ આહારં, અસણં, ખાઇમં. અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિ વત્તિયાગારેણં, વોસિરે. ॥ ઇતિ ॥

### ॥ अथ क्रोधनी सझाय ॥

કડવાં ફળ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે; રીસતણો રસ જાણિયે, હલાહલ તોલે ॥ કડવાં૦ ॥૧॥ ક્રોધે ક્રોડ પૂરવતણું, સંયમફળ જાય; ક્રોધ

સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય ॥ કડવાં૦ ॥ ૨ ॥ સાધુ ઘણો તપિયો હતો, ધરતો મન્ન વૈરાગ; શિષ્યના ક્રોધ થકી થયો, ચંડકોશિયો નાગ ॥ કડવાં૦ ॥ ૩ ॥ આગ ઉઠે જે ઘર થકી, તે પહેલું ઘર બાળે; જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પ્રજાળે ॥ કડવાં૦ ॥૪॥ ક્રોધતણી ગતિ એહવી, કહે કેવળનાણી; હાણિ કરે જે હિતની, જાળવજો ઇમ જાણી ॥કડવાં૦॥ ॥ ૫ ॥ ઉદયરતન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી; કાયા કરજો નિર્મળી, ઉપશમ રસ નાહી ॥ કડવાં૦ ॥ ૬ ॥ ઇતિ ॥

## ॥ અથ સ્નાતસ્યાની સ્તુતિ ॥

સ્નાતસ્યાપ્રતિમસ્ય મેરૂશિખરે, શચ્યા વિભોઃ શૈશવે ॥ રૂપાલોકન વિસ્મયાહૃતરસ ભ્રાંત્યા ભ્રમચ્ચક્ષુષા ॥ ઉન્મૃષ્ટં નયનપ્રભાધવલિતં ક્ષીરોદકા શંકયા. વક્ત્રંયસ્ય પુનઃ પુનઃ સ જયતિ શ્રી વર્દ્ધમાનો જિનઃ ॥ ૧ ॥ હંસાસાહત પદ્મરેણુકપિશ ક્ષીરાર્ણવાંભોભૃતૈઃ ॥ કુંભૈરપ્સરસાં પયોધરભરપ્રસ્પર્દ્ધિભિઃ કાંચનૈઃ ॥ યેષાંમંદર રત્નશૈલશિખરે જન્માભિષેકઃ કૃતઃ ॥ સ-ર્વૈઃ સર્વ સુરાસુરેશ્વરગણૈ સ્તેષાંનતોઽહંક્રમાત્

॥૨॥ અર્હદ્વક્ત્રપ્રસૂતં ગણધર રચિતં દ્વાદશાંગં વિશાલં, ચિત્રં બહ્વર્થયુક્તં મુનિગણવૃષભૈર્દ્ધારિતંબુદ્ધિમદ્ભિઃ ॥ મોક્ષાગ્રદ્વારભૂતં વ્રતચરણ ફલં જ્ઞેયભાવ પ્રદીપં, ભક્ત્યા નિત્યં પ્રપદ્યે શ્રુતમહમખિલં સર્વલોકૈકસારં ॥ ૩ ॥ નિષ્પંકવ્યોમનીલદ્યુતિમલસદૃશં બાલચંદ્રાભદંષ્ટ્રં-મંત્તં ઘંટારવેણ પ્રસૂતમદજલં પૂરયંતં સમન્તાત્ ॥ આરૂઢો દિવ્યનાગં વિચરતિ ગગને કામદઃ કામરૂપી, યક્ષઃસર્વાનુ ભૂતિર્દિશતુ મમ સદા સર્વ કાર્યેષુ સિદ્ધિમ્ ॥ ૪ ॥ ઇતિ ॥

## ॥ અથ સીમંધરજિન સ્તવન ॥

સુણો ચંદાજી, સીમંધર પરમાતમ પાસે જાજો; મુજ વિનતડી, પ્રેમ ધરીને એણીપરે તુમે સંભળાવજો ॥ એ આંકણી ॥ જે ત્રણ્ય ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઇંદ્ર પાયક છે; નાણ દરિસણ જેહને ખાયક છે ॥ સુણો૦ ॥૧॥ જેની કંચનવરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે; પુંડરિગિણિ નગરીનો રાયા છે ॥ સુણો૦ ॥ ૨ ॥ બાર પર્ષદામાંહિ બિરાજે છે, જસ ચોત્રિશ અતિશય છાજે છે; ગુણ પાંત્રિશ વાણીયે ગાજે છે ॥ સુણો૦ ॥ ૩ ॥ ભવિજનને

તે પડિબોહે છે, તુમ અધિક શીતલ ગુણ સોહે છે; રૂપ દેખી ભવિજન મોહે છે ॥ સુણો૦ ॥૪॥ તુમ સેવા કરવા રસિયો છું, પણ ભરતમાં દૂરે વસિયો છું; મહા મોહરાય કર ફસિયો છું ॥ સુણો૦ ॥૫॥ પણ સાહિબ ચિત્તમાં ધરિયો છે, તુમ આણા ખડ્ગ કર ગ્રહિયો છે; પણ કાંઇક મુજથી ડરીયો છે ॥ સુણો૦ ॥૬॥ જિન ઉત્તમ પૂંઠ હવે પૂરો, કહે પદ્મવિજય થાઉં શૂરો; તો વાધે મુજ મન અતિ નૂરો ॥ સુણો૦ ॥ ૭ ॥

॥ ઇતિ શ્રી સીમંધર જિન સ્તવન ॥

॥ અથ સિદ્ધાચળનું સ્તવન ॥

તુમે તો ભલે બિરાજોજી, શ્રી શેત્રુંજા ગઢકે વાશી સાહેબ ભલે બિરાજોજી ॥ મરૂદેવીનો નંદન રૂડો, નાભિનરિંદ મલ્હાર; જુગલાધરમ નિવારકે, આવ્યા પુરવનવાણું વાર ॥તુમે તો૦॥ ॥ ૧ ॥ મૂળ દેવને સન્મુખ રાજે, પુંડરિક ગણધાર; પંચકોડશું ચૈત્રીપુનમ, વરીઆ શીવવધૂ સાર ॥ તુમે તો૦ ॥ ૨ ॥ સહસકોટ દક્ષણ દીસ રાજે, જીનવર સેહસ ચોવીસ; ચઊદસેં બાવન ગણધરનાં પગલાં, વંદુ વામ જગીસ ॥ તુમે તો૦ ॥ ૩ ॥ પુંઠે પગલાં રાયણ હેઠે,

પ્રણમ્યા પરમાનંદ; અષ્ટાપદ ચોવીશ જીનેશ્વર, સમેત વીસ જીણંદ ॥ તુમે તો० ॥૪॥ મેરૂપર્વત ચૈત્ય અનેરાં, ચોમુખ બિંબ અનેક; બાવન જીનાલા દેવલ નિરખી, હરખ લહું અતિ રેખ ॥ તુમે તો० ॥૫॥ સેહસફણાને સામળા પાસજી, સમોવસરણ મંડાણ; ખરતરવશી, છીપાવશી, કાંઇ પ્રેમાવશી પરિમાણ ॥ તુમે તો० ॥ ૬ ॥ સંવત અઢાર ઓગણપચાસો, ફાગણ માસ આઠમ દીન; ઉજવલપક્ષે ઉજલ હુઓ, ગિરી ફરસી તનું મન ॥ તુમે તો० ॥ ૭ ॥ ઇત્યાદિક બહુ બિંબ દેખી, સાંભળે સિદ્ધની શ્રેણ; ઉત્તમ ગિરીવર કેણીપેરે વિસરે, પદ્મવિજય કહે જેણ ॥ તુમે તો० ॥ ૮ ॥ ઇતિ ॥

---

## ॥ अथ जिन नव अंग पूजान ॥

### ॥ દુહા ॥

જળ ભરી સંપુટ પત્રમાં, યુગલિક નર પૂજંત; ઋષભ ચરણ અંગૂઠડો, દાયક ભવજલ અંત ॥૧॥ જાનુબળે કાઉસ્સગ્ગ રહ્યા, વિચર્યા દેશ વિદેશ; ખડાં ખડાં કેવળ લહ્યું, પૂજો જાનું નરેશ ॥ ૨ ॥ લોકાંતિક વચને કરી, વરસ્યા વરસીદાન; કરકડે પ્રભુ પુજના, પૂજો ભવિ

બહુ માન ॥ ૩ ॥ માન ગયું દોય અંશથી, દેખી વીર્ય અનંત, ભુજા બળે ભવજળ તર્યા, પૂજો ખંધ મહંત ॥ ૪ ॥ સિદ્ધશિલા ગુણ ઉજળી, લોકાંતે ભગવંત, વસિયા તિણે કારણ ભવિ, શિરશીખા પૂજંત ॥ ૫ ॥ તિર્થંકર પદ પુણ્યથી, તિહુઅણ જન સેવંત; ત્રિભુવન તિલક સમા પ્રભુ, ભાલ તિલક જયવંત ॥૬॥ સોલ પહોર પ્રભુ દેશના, કંઠે વિવર વર્તુલ; મધુર ધ્વનિ સુર નર સુણે, તેણે ગળે તિલક અમૂલ ॥૭॥ હૃદય કમલ ઉપશમ બળે, બાળ્યા રાગ ને રોષ; હીમ દહે વન ખંડને, હૃદય તિલક સંતોષ ॥ ૮ ॥ રત્નત્રયી ગુણ ઉજળી, સકળ સુગુણ વિશ્રામ; નાભિ કમલની પૂજના, કરતાં અવિચળ ધામ ॥ ૯ ॥ ઉપદેશક નવ તત્વના, તિણે નવ અંગ જિણંદ; પૂજો બહુ વિધ રાગથી, કહે શુભ વીર મુણિંદ ॥ ૧૦ ॥

॥ ઇતિ શ્રી નવ અંગ પૂજાના દુહા ॥

# પરચુરણ બાબતો.

## વીસસ્થાનક પદનાં નામ ગુણસહિત.

૧ અરિહંતના ગુણ ૧૨, ૨ સિદ્ધના ગુણ ૮, ૩ પ્રવચનના ૪૫, ૪ આચારજના ૩૬, ૫ થીવીરના ૧૨, ૬ ઉપાધ્યાયના ૨૫, ૭ સાધુના ૨૭, ૮ જ્ઞાનના ૫૧, ૯ દર્શનના ૬૭, ૧૦ વિનયપદના ૧૦, ૧૧ ચારિત્રના ૭૦, ૧૨ બ્રહ્મચર્યના ૯, ૧૩ કીયાણુના ૨૫, ૧૪ તપના ૧૨, ૧૫ ગોયમસના ૨૮, ૧૬ જિનપદના ૨૪, ૧૭ સંજમના ૧૮ જ્ઞાનપદના ૫૧, ૧૯ શ્રુતપદના ૮૪, ૨૦ તીરથપદના ૪.

## નવપદનાં નામ ગુણસહિત.

૧ અરિહંતના ૬૨, ૨ સિદ્ધના ૮, ૩ આચારજના ૩૬, ૪ ઉપાધ્યાયના ૨૫, ૫ સાધુના ૨૭, ૬ દર્શનના ૬૭, ૭ જ્ઞાનના ૫૬, ૮ ચારિત્રના ૭૦, ૯ તપના ૬૨.

## ચાર ગતિનાં નામ.

૧ દેવગતિ, ૨ મનુષ્યગતિ, ૩ તિર્યંચગતિ, ૪ નરકગતિ.

## પાંચ ઇંદ્રિયોનાં નામ.

૧ ફરસઇંદ્રિ, ૨ રસઇંદ્રિ, ૩ ઘાણઇંદ્રિ, ૪ ચક્ષુઇંદ્રી, ૫ શ્રોતઇંદ્રિ.

## છ કાયનાં નામ.

૧ પૃથ્વિકાય, ૨ અપ્પકાય, ૩ તેઉકાય, ૪ વાયુકાય, ૫ વનસ્પતિકાય, ૬ ત્રસકાય.

## ત્રણ જોગનાં નામ.

૧ મનજોગ, ૨ વચનજોગ, ૩ કાયજોગ.

## ત્રણ વેદનાં નામ.

૧ સ્ત્રીવેદ, ૨ પુરૂષવેદ, ૩ નપુંસકવેદ.

## ચાર કષાયનાં નામ.

૧ ક્રોધ, ૨ માન, ૩ માયા, ૪ લોભ.

## આઠ જ્ઞાનનાં નામ.

૧ મતિજ્ઞાન, ૨ શ્રુતજ્ઞાન, ૩ અવધિજ્ઞાન, ૪ મનઃપર્યવજ્ઞાન, ૫ કેવળજ્ઞાન, ૬ મતિઅજ્ઞાન, ૭ શ્રુતઅજ્ઞાન, ૮ વિભંગઅજ્ઞાન.

## આઠ કર્મનાં નામ.

૧ જ્ઞાનાવર્ણી, ૨ દર્શનાવર્ણી, ૩ વેદનીકર્મ, ૪ મોહનીકર્મ, ૫ આયુકર્મ, ૬ નામકર્મ ૭ ગોત્રકર્મ, ૮ અંતરાયકર્મ.

## સાત વ્યસનનાં નામ.

૧ જુઆર, ૨ માંસઅહારી, ૩ મદિરાપાન,૪વેશ્યા ભોગ, ૫ જીવહિંસા, ૬ ચોરી, ૭ પરદારાસેવન.

## ચાર શરણનાં નામ.

૧ અરિહંત ભગવાનનું શરણ, ૨ સિદ્ધભગવાનનું શરણ, ૩ સર્વ સાધુનું શરણ. ૪ કેવળીભાષિત ધર્મનું શરણ.

## જિનરાજની નવ અંગે પૂજા કરવી તે.

૧ જમણા તથા ડાબા પગના અંગુઠે, ૨ જમણા તથા ડાબા ઢીચણે, ૩ જમણા તથા ડાબા કાંડે, ૪ જમણા તથા ડાબા ખભે, ૫ મસ્તકે, ૬ કપાળે ૭ કંઠે, ૮ હૃદયે, ૯ નાભિએ.

# શ્રાવકની કરણી.

રાત્રીના આઠમા ભાગે એટલે ચાર ઘડી પાછલી રાત્રે જાગીને, પંચ પરમેષ્ટીના નમસ્કારનું સ્મરણ કરીને, બીજા કામમાં નહીં પડીને, શુદ્ધ ચિત્તથી ધર્મજાગરણ કરે.

હું કોણ છું ? મારી શી અવસ્થા છે ? કયું કુળ છે ? મારામાં શું ગુણ છે ? શા નિયમ છે ? સાત પૂણ્યક્ષેત્રમાંથી કયું ક્ષેત્ર ફરસ્યું નથી ? કયું ધર્મશાસ્ત્ર સાંભળ્યું નથી ?

ઉપર પ્રમાણે ચિંતવન કરી, યોગ્ય અવસરે શુદ્ધ મન ને વસ્ત્રસહિત; સામાયિકાદિક છ આવશ્યક કરવાં. પછી જિનેંદ્રપૂજા ને ગુરૂવંદન નિત્ય અનુક્રમે કરે.

સવારે વાસ એટલે ચંદનાદિક વસ્તુથી, બપોરે પૂષ્પથી, ને સંધ્યાકાળે ધુપ ને દીવાથી, એમ ત્રણ પ્રકારે દેવની પૂજા કરવી. વળી સાંજ સવાર પ્રતિક્રમણ કરવું. પ્રતિક્રમણ ન બને તો સામાયિક કરવું. સાત વ્યસનનો ત્યાગ કરવો. કંદમૂળનું ભક્ષણ ન કરવુ. રાત્રિભોજન ન કરવું. આઠમ ચતુર્દશી વિગેરે પર્વ તિથિઓ પાળવી. વિગેરે ઘણા નિયમો શ્રાવકે કરવા જોઇએ. વળી શ્રાવકોનું ખટકર્મ નિચે પ્રમાણે છે.

દેવપૂજા, ગુરૂભક્તિ, સ્વાધ્યાય, સંયમ, તપ ને દાન, એ ખટકર્મ ગૃહસ્થોનાં દરરોજ કરવાનાં છે.

વળી શ્રાવકે જીવરક્ષાને અર્થે રસોઇ કરવાને ઠેકાણે, જમવા બેસવાને ઠેકાણે, ઘંટી ઉપર, પાણી

આરા ઉપર, સૂવાને ઠેકાણે, બેઠક ઉપર, અને ખાંડ ણીઆ ઉપર ચંદરવા બાંધવા જોઇએ.

---

# જીવવિચાર.

શુભઅશુભ કર્મનો કર્તા, હર્તા ને ભોક્તા એવો ચેતનાલક્ષણ જીવ છે. તે દસપ્રાણમાંથી ઓછામાં ઓછા ચાર પ્રાણનો ધરનાર છે.

જીવના મુખ્ય બે ભેદ છે. ૧ મુક્ત—એટલે સિદ્ધ જીવો, જે આઠ કર્મથી છુટા થયા છે, અને જે ચોદરાજલોકમાં સૌથી ઊંચે આવેલી સિદ્ધશિલા ઉપર અનંત અને અક્ષયસુખમાં બિરાજે છે. ૨ સંસારી—એટલે આઠ કર્મથી બંધાયેલા જે ચૌદ રાજલોકમાં અનાદિકાળથી દુઃખમાં ભમ્યા કરે છે.

સંસારી જીવોના બે ભેદ છે. ૧ ત્રસ—એટલે જેઓ હાલી ચાલી શકે છે; અર્થાત્ જેઓ તડકાથી છાંયડે, ને છાંયડેથી તડકે જઈ આશ્રય લે છે, ૨ સ્થાવર—એટલે સ્થિર; જેઓ હાલી ચાલી શકતા નથી.

સ્થાવરના પાંચ ભેદ છે.—પૃથિવ, અપ, તેઉ, વાયુ, વનસ્પતિ. ત્રસના ચાર ભેદ છે.—બેઇંદ્રી, તેઇંદ્રી, ચૌરેંદ્રી ને પંચેંદ્રી, મનુષ્ય, દેવતા, અને નારકી. એ ત્રણે પંચેંદ્રી જીવો છે.

એકેંદ્રીને માત્ર સ્પર્શની ઈંદ્રી અથવા શરીર હોય છે. બેઇંદ્રીને જીભ વધારે, તેઈંદ્રીને નાક વધારે, ચૌરેંદ્રીને આંખ વધારે, પંચેંદ્રીને કાન વધારે હોય છે. સિદ્ધ જીવોના પંદર ભેદ છે, તેનાં નામ.

જીન, અજીન, તીર્થ, અતીર્થ, ગૃહસ્થલિંગ, સ્વલિંગ, અન્યલિંગ, સ્ત્રીલિંગ, પુરૂષલિંગ, નપુંસકલિંગ, પ્રત્યેકબુદ્ધ, સ્વયંબુદ્ધ, બોધબોધિત, એકાસિદ્ધ, અનેકાસિદ્ધ. એકેંદ્રીને આહાર, શરીર, ઇંદ્રી ને શ્વાસોશ્વાસ, એ ચાર પર્યાપ્તિ હોય છે. બેઇંદ્રી, તેઇંદ્રી, ચોરેંદ્રી ને સમૂર્છીમ, એ જીવોને ભાષાપર્યાપ્તિ વધારે હોય છે, ને ગર્ભજને છએ પર્યાપ્તિ હોય છે; એટલે મન વધારે હોયછે. જે જીવને જેટલી પર્યાપ્તિ હોય છે તે જીવને તેટલી પર્યાપ્તિ પૂરેપૂરી મળે તો એવો જીવ પર્યાપ્તો કહેવાયછે; ને અધૂરી મળે, અથવા પૂરેપૂરી મળ્યા વગર મરણવશ થાય, તો અપર્યાપ્તો કહેવાય છે.

સંસારી જીવના ૫૬૩ ભેદ છે. તેમાં ૧૪ નારકીના, ૪૮ તિર્યંચના, ૧૯૮ દેવતાના, ને ૩૦૩ મનુષ્યના ભેદ છે. તે નિચે પ્રમાણે:—સાત નરકના પર્યાપ્તા ને અપર્યાપ્તા મળીને ૧૪ નારકી થયા. ૫ સૂક્ષ્મસ્થાવર, ને ૫ બાદરસ્થાવર, ૧ પ્રત્યેક વનસ્પતિ ૧ સાધારણ વનસ્પતિ, ૩ વિકલેંદ્રી ૫ ગર્ભજ પંચેંદ્રી ને ૫ સમૂર્છિમપંચેંદ્રી એ પચીસ થયા. ને વનસ્પતિ શિવાય ત્રેવીસ થયા. પર્યાપ્તા ને અપર્યાપ્તા એમ ૪૮ ભેદ તિર્યંચના થયા. દેવતાના ૧૯૮ ભેદ દંડકવિચારમાં આપેલા છે. વળી તેમાં મનુષ્યના ૧૦૧ ભેદ આપેલા છે. તે સમૂર્છિમ પર્યાપ્તા ને અપર્યાપ્તા તથા ગર્ભજ, એમ ત્રણગુણા કરતાં ૩૦૩ ભેદ થયા.

સર્વ જીવમાં ચેતના સરખી છે. કીડી તથા કુંજરનો જીવ સરખો છે, પણ નાનો મોટો નથી.

વળી સર્વ જીવો અસંખ્યાત પ્રદેશી છે, તે માટે એક ભેદ પણ થાય. મોક્ષ જીવ, ને સંસારી જીવ, એમ સર્વ જીવોના બે ભેદ છે. તથા ત્રસ ને સ્થાવર, એમ સંસારી જીવોના બે ભેદ છે. પુરૂષ, સ્ત્રી, ને નપુંસક એ ત્રણ લિંગ અથવા વેદે કરીને ત્રણ ભેદ છે. અથવા અધોલોક, તિર્છાલોક, ને ઉર્ધ્વલોક, એમ પણ ત્રણ ભેદ થાય છે. મનુષ્ય, તિર્યંચ, નરક, ને દેવ, એ ચાર ગતિએ કરીને જીવના ચાર ભેદ છે. એકેંદ્રી, બેઇંદ્રી, તેઇંદ્રી, ચૌરેંદ્રી, ને પંચેંદ્રી, એમ ઇંદ્રીએ કરીને પાંચ ભેદ છે.

પૃથ્વિકાય, અપ્પકાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય, ને ત્રસકાય, એમ કાયાએ કરીને જીવના છ ભેદ છે. તથા પ્રત્યેક ને સાધારણ એમ વનસ્પતિના બે ભેદ કરીએ તો જીવના સાત ભેદ થાય છે. અથવા સુક્ષ્મસ્થાવર, બાદરસ્થાવર, બેઇંદ્રી, તેઇંદ્રી, ચૌરેંદ્રી, સંજ્ઞીપંચેદ્રી, એમ પણ સાત ભેદ થાય છે. વળી આ સાથે પર્યાપ્તા નેઅપર્યાપ્તા મળીને ૧૪ ભેદ થાય છે. ૫ સુક્ષ્મસ્થાવર, ૫ બાદરસ્થાવર, ૧ પ્રત્યેક વનસ્પતિકાય, ૧ સંજ્ઞીપંચેદ્રી, ૧ અસંજ્ઞીપચેંદ્રી, તથા ૩ વિકલેંદ્રી એ સોળ ભેદ પણ થાય છે. વળીતે સોળે પર્યાપ્તા અપર્યાપ્તા મળી ૩૨ ભેદ થાય છે.

જ્યારે જીવ એક ભવથી, બીજા ભવમાં જાય છે ત્યારે કાર્મણ ને તેજસ એ બે શરીર, તથા આયુ પ્રાણ, એ ત્રણ તેની સાથે રહે છે, તેથી તે શરીર વડે પ્રથમ આહારપર્યાપ્તિ બાંધે છે.

# नवतत्त्व.

જૈન નવતત્ત્વનાં નામ,—જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ ને મોક્ષ. તેની માગધી ગાથા નિચે પ્રમાણે:—

जीवाजीवा पुण्यंपावा सवसंवरो अनिझरणा ॥
बंधोमुख्खो अतहा नवतत्ता हुंतिनायव्वा ॥ १ ॥

અનુક્રમે નવે તત્ત્વોના ભેદની ગાથા.

चउदशचउदश बायालीसा बासीया हुंति बायाला ।
चत्तावणबारस्स चउन भेया कमेणेसिं ॥ २ ॥

એટલે જીવના ૧૪, અજીવના ૧૪, પુણ્યના ૪૨, પાપના ૮૨, આશ્રવના ૪૨, સંવરના ૫૭, નિર્જરાના ૧૨, બંધના ૪, ને મોક્ષના ૯. કુલ નવે તત્ત્વના ૨૭૬ ભેદ થાય છે.

જીવના વિવિધ ભેદ જીવવિચારમાં આપેલા છે; તેમાં ૧૪ ભેદ પણ આપેલા છે.

અજીવના ૧૪ ભેદ. મુળ ભેદ ૭ દ્રવ્યમાંના પાંચ છે. પણ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, ને આકાશાસ્તિકાય, એ દરેકના સ્કંધ. દેશ ને પ્રદેશ એવા ત્રણ ભેદ છે; તથા પુદ્ગલાસ્તિકાયના સ્કંધ, દેશ, પ્રદેશ ને પરમાણું એવા ચાર ભેદ છે; તથા કાળનો એકજ ભેદ છે; એટલે સર્વે મળી ૧૪ ભેદ થયા.

પુણ્યના ભેદ.—નિચેના નવ પ્રકારે પુણ્ય બંધાય છે. ૧ આણુ=અન્ન, ૨ પાણ=પાણી, ૩ થેણુ=સ્થાન. ૪ સેણુ=શયન માટે પાટ વિગેરે, ૫ વથ્થ=વસ્ત્ર. એ પાંચનું દાન દેવું. ૬ મનેકરી શુભ સં-

કલ્પ કરવા. ૭ વાચાએ કરી સ્તુતિ વિગેરે કરવું. ૮ કાયાએ કરી સેવા વિગેરે કરવું. ૯ હસ્તાદિકે કરી નમસ્કાર વિગેરે કરવું. બેતાલીશ પ્રકારે પુણ્ય ભોગવાય છે, તે કર્મવિચારમાં આવશે.

પાપના ભેદ.—નિચેના અઢાર પ્રકારે પાપ બંધાય છે. પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, પૈશુન્ય, રતિઅરતિ, પર પરિવાદ, માયામૃષાવાદ ને મિથ્યાત્વશલ્ય. બ્યાશી પ્રકારે પાપ ભોગવાય છે. તે કર્મવિચારમાં આવશે.

આશ્રવના ભેદ.—જે માર્ગે તળાવમાં પાણી આવે છે. તે નાળું કહેવાય છે; તેમ જેણે કરીને આત્મામાં કર્મ આવે છે, તે આશ્રવ કહેવાય છે. પાંચ ઈંદ્રીય, ચાર કષાય, પાંચ અવ્રત ને ત્રણ યોગ, એ સત્તર આશ્રવના ભેદ છે. તેમાં ૨૫ ક્રિયાઓ મેળવીએ એટલે ૪૨ ભેદ આશ્રવના થાય છે.

( કર્મની સ્થિતિ ઉત્કૃષ્ટ. )

જ્ઞાનાવરણી, દર્શનાવરણી, વેદની, ને અંતરાય, એ ચાર કર્મની ત્રીસ ક્રોડાક્રોડી સાગરોપમની સ્થિતિ છે. આયુકર્મની તેત્રીસ સાગરોપમની સ્થિતિ છે. મોહનીકર્મની સીતેર ક્રોડાક્રોડી સાગરોપમની છે. નામકર્મ ને ગોત્રકર્મ એ બે કર્મની વીસ ક્રોડાક્રોડી સાગરોપમની છે.

